## ॥ ૧ ॥

# લાલ મોત

ચેપી પ્લેગથી થતી રેડ ડેથ લાંબા સમયથી દેશને ઘેરી વળી હતી. કોઈ ચેપી રોગ આટલો જીવલેણ કે બિહામણો ન હતો. રેડ ડેથ એટલે લોહીનો જ અવતાર. લોહી જ તેની છાપ. અચાનક ચક્કર આવવાં, તીવ્ર દુખાવો અને શરીરનાં છીદ્રોમાંથી પુષ્કળ લોહી વહેવાથી અંતે મૃત્યુ. આ દર્દીઓનું લોહીથી રંગાયેલું શરીર અને ખાસ તો ચહેરો ઘૃણાજનક બની જતા. આથી જ આ દર્દીઓને કોઈની પણ મદદ કે સહાનુભૂતિ મળતાં નહીં. રક્તાઘાત-ચેપ લાગવાથી મૃત્યુ થવું એ અડધા જ કલાકની રમત હતી.

પ્રિન્સ પ્રોસ્પેરો આનંદી, નીડર અને સમજુ હતો. રેડ ડેથથી તેનું રાજ્ય પણ વેરાન બની ગયું હતું. વસતી લગભગ અડધી થઈ ગઈ હતી. આવી સ્થિતિમાં તેણે પોતાના રાજ્યના હજારો અમીર-ઉમરાવો અને મિત્રો કે જેઓ હજી રોગમુક્ત હતા, તેમને દરબારમાં બોલાવી લીધા. બધાને લઈને પ્રોસ્પેરો પોતાના ગાઢ એકાંતવાળા મહેલમાં ચાલ્યો ગયો. મહેલ ઘણો જ વિશાળ અને ભવ્ય હતો. પ્રિન્સની રુચિ પ્રમાણેનો જ - વિચિત્ર છતાં શ્રેષ્ઠ. તેની ચારે તરફ ઊંચી મજબૂત દીવાલ હતી. દીવાલમાં લોખંડના વિશાળ દરવાજા હતા. દરબારીઓએ મહેલમાં પ્રવેશીને મોટા હથોડાથી ખીલ્લા મારીને બધા દરવાજા સજ્જડ બંધ કરી દીધા. અંદર આવવા-જવાનો કોઈ રસ્તો ખુલ્લો ન રહે તેની ખાસ સાવચેતી રાખવામાં આવી. ખાવાપીવાનો પૂરતો પુરવઠો ભરી લેવામાં આવ્યો. કોઈ પણ રોગિષ્ઠ વ્યક્તિને મહેલમાં પ્રવેશવાની ખાસ મનાઈ ફરમાવી દેવામાં આવી. બહારની દુનિયાને પોતાના નસીબ ઉપર છોડી દેવામાં આવી. પ્રિન્સના મહેલમાં મનોરંજનનાં બધાં સાધનો હાજર હતાં. અહીં દુઃખી થવું

કે એ વિશે વિચારવું પણ મૂર્ખામીભર્યું હતું. વિદુષકો, કવિઓ, નૃત્યકારો, સંગીતકારો, સુંદરીઓ, શરાબ તથા સુરક્ષા બધું મહેલની અંદર જ હતું. ન હતું બસ, એક રેડ ડેથ.

આમ ને આમ પ્રિન્સ પ્રોસ્પેરો અને તેના દરબારીઓએ એકાંતમાં પાંચ-છ મહિના વિતાવી દીધા. બહાર પ્લેગ ગાંડોતૂર થઈને ચોમેર ફરી વળ્યો હતો. એવામાં એક દિવસ પ્રોસ્પેરોએ મનોરંજન માટે મહેલમાં જ 'માસ્કડ્ બૉલ' (મોઢા ઉપર માસ્ક પહેરીને કરવામાં આવતું નૃત્ય)નું આયોજન કર્યું.

આખી મિજબાની એશોઆરામથી ભરેલી હતી. કુલ સાત ભવ્ય ઓરડાઓમાં આ નાચગાનનું આયોજન કરવામાં આવ્યું હતું. સૌ પ્રથમ તો એ ઓરડાઓ વિશે કહેવું જોઈએ. ઘણાખરા મહેલોમાં આવા ઓરડાઓ એક સીધી રેખામાં જ બાંધવામાં આવ્યા હોય છે જેથી એક છેડેથી બીજા છેડા સુધી કોઈ પણ અવરોધ વિના જોઈ શકાય, પરંતુ અહીં બધું જ ઊલટું હતું. પ્રિન્સની રુચિ પ્રમાણે જ ઓરડાઓનું આયોજન પણ વિચિત્ર રીતે થયું હતું. દર વીસથી ત્રીસ વારના અંતરે કાટખૂણાના તીવ્ર વળાંકો હતા. દરેક વળાંકે નવી સજાવટ હતી. બધા ઓરડાની ડાબી અને જમણી બાજુ તરફની દીવાલમાં એક-એક ઊંચી અને સાંકડી અણીદાર કમાનોવાળી બારી હતી. ત્યાંથી જ પછીનો ઓરડો ચાલુ થતો હતો.

બારીઓના કાચનો રંગ, તે જે ઓરડામાં ખૂલતી હતી, તેની દીવાલો જેવો જ રાખવામાં આવ્યો હતો. સૌથી પૂર્વમાં આવેલો ઓરડો બારીઓ સહિત ભૂરો રંગવામાં આવ્યો હતો. બીજો ઓરડો તેનાં સુશોભનો અને નક્શીકામ સહિત જાંબલી રંગનો હતો. ત્રીજો ખંડ લીલો, તો ચોથો તેના રાચરચીલા સાથે કેસરી રંગનો હતો. એ જ રીતે પાંચમો ખંડ સફેદ અને છઠ્ઠો વાદળી રંગનો હતો. સૌથી પશ્ચિમમાં આવેલા સાતમા ખંડની છત અને દીવાલો ઉપર કાળા મખમલથી ખીચોખીચ નક્શીકામ કરેલું હતું.

ભોંયતળિયા ઉપર એવી જ કાળી જાજમ બિછાવેલી હતી. આમ, તે ખંડ આખો કાળો હતો. ફક્ત આ ઓરડામાં તેની દીવાલો અને બારીઓનો રંગ એકસરખો ન હતો. એ બારીઓના કાચ લોહી જેવા લાલ રંગના હતા. એક વિશેષ વાત એ હતી કે અત્યંત સુંદર રીતે સજાવેલા એક પણ ખંડમાં પ્રકાશ માટે દીવા ન હતા. વિશાળ પરસાળમાં દરેક બારી પાસે એક ભારેખમ ત્રિપાઈ હતી. તેમાં સગડીમાં અગ્નિ પ્રજ્વળતો રાખવામાં આવ્યો હતો. આ

અગ્નિનો પ્રકાશ બારીઓના રંગીન કાચમાંથી પસાર થઈને આ ઓરડાને ઝગમગાવી રહ્યો હતો. આ બધી સજાવટોથી મહેલનો દેખાવ ભપકાદાર બન્યો હતો. સૌથી પશ્ચિમમાં આવેલા કાળા ઓરડાની વાત કંઈક અલગ હતી. ઘેરા લાલ રંગની બારીઓમાંથી આવતો પ્રકાશ કાળી દીવાલો પર પડવાથી અત્યંત ભયાનક દૃશ્ય સર્જાતું હતું. તેમાં પ્રવેશનાર લોકોના ચહેરા પણ ડરથી ફિક્કા બની જતા. મોટા ભાગના મહેમાનો તેથી જ એ છેલ્લા ઓરડામાં પ્રવેશવાનું ટાળી રહ્યા હતા.

એ જ ખંડમાં પશ્ચિમની દીવાલ પર જૂના જમાનાનું એક કાળું, ભારેખમ મોટું ઘડિયાળ લટકતું હતું. તેનું લોલક એકધાર્યો કર્કશ અવાજ કરી રહ્યું હતું. દર કલાકે તેમાં અતિશય મોટા અને કર્કશ ટકોરા પડતા. તે એટલા વિચિત્ર હતા કે સંગીતકારોએ સંગીત બંધ કરી દેવું પડતું. આ કારણે નૃત્યકારો પણ થંભી જતા. મહેમાનોના ચહેરા ફિક્કા પડી જતા. વૃદ્ધો અને થોડાં શાંત મગજનાં લોકો પણ કોઈ ઊંડા વિચારોમાં હોય તેમ આંખ ઉપર હાથ ફેરવી લેતા, પરંતુ ટકોરા બંધ થતાં જ વાતાવરણમાં એક હળવું હાસ્ય પ્રસરી જતું. સંગીતકારો પણ પોતાની જ મૂર્ખતા અને ગભરાટ પર હસતા હોય તેમ એકબીજા સામે સ્મિત કરીને સંગીત ફરી શરૂ કરી દેતા. મહેલમાં ફરીથી ગણગણાટ થવા લાગતો. એવું લાગતું કે જાણે હવે પછી તેમના મનમાં આવો વિચિત્ર ભાવ જન્મશે જ નહીં. બરાબર સાઠ મિનિટ પછી ઘડિયાળમાં ટકોરા સાથે ફરીથી એ જ અસ્વસ્થતા, એ જ વ્યગ્રતા અને ધ્રુજારી પ્રસરી જતાં.

આ સિવાય બધે મોજમજા અને આનંદ હતાં. પ્રિન્સના શોખ વિચિત્ર હતા. રંગોની સજાવટમાં તેની ઊંડી સમજ હતી. રૂઢિગત સજાવટને બદલે તેનું આયોજન ભપકાવાળું અને ઉત્તેજક હતું. તેનો આ વિચાર શોભી ઊઠ્યો હતો. ટૂંકમાં, જેઓ પ્રિન્સને નજીકથી ન ઓળખતા હોય તે તેને ગાંડો જ માની લે, એવી મહેલની સજાવટ હતી.

આ ભવ્ય ઉત્સવ માટે મહેલના સાતેય ખંડોને પ્રિન્સની રુચિ પ્રમાણે જ શણગારવામાં આવ્યા હતા. દરેક મહેમાનોનાં વિવિધ પાત્રોનાં મહોરાં પણ તેની રુચિ પ્રમાણેના જ હતાં, જે ખરેખર વિચિત્ર લાગતાં હતાં. તેમ છતાં પ્રખ્યાત 'હર્નાની' નાટકમાં જ જોયેલા હોય તેવા રોચક, ચમકીલા અને માયાવી હતા. તેમાં કેટલાંય પાત્રો સુંદર તો કેટલાંય લહેરી હતાં, કોઈક વિચિત્ર અને ભયાનક પણ હતાં, છતાં ઘૃણાસ્પદ કંઈ ન હતું. આખા મહેલમાં

રંગીન સ્વપ્ન જેવું વાતાવરણ હતું. બધા જ મહેમાનો અને નર્તકો વિશિષ્ટ પાત્રોના મહોરાંમાં સંગીતના તાલમાં તાલ મેળવી રહ્યા હતા. એ જ સમયે છેલ્લા ખંડમાં આવેલા ભારેખમ કાળા ઘડિયાળના ટકોરા આખા મહેલમાં ગૂંજી ઊઠ્યા. બધાનાં સ્વપ્નો જાણે થીજી ગયાં હોય તેમ ચારે તરફ શાંતિ પ્રસરી ગઈ. ઘડિયાળનો વિષાદમય કર્કશ અવાજ શાંત થતાં જ ફરીથી હળવું હાસ્ય ફરી વળતું. ફરી સંગીત ગૂંજી ઊઠતું અને રંગીન બારીઓમાંથી આવતા પ્રકાશથી રંગીન બનેલાં સ્વપ્નો ફરી જીવંત બની જતાં.

રાત વીતતાં પશ્ચિમ તરફના છેલ્લા ખંડનું દશ્ય વધારે બિહામણું બન્યું. સૂગ ઊપજાવે તેવી કાળી દીવાલો પર પડતો ઘેરો લાલ પ્રકાશ ભયાનક દશ્ય ઊપજાવી રહ્યો. કોઈ હવે ત્યાં જવાની હિંમત કરતું ન હતું. જો ભૂલથી પણ કોઈ જઈ ચડતું તો ત્યાં જ ઘડિયાળમાંથી દબાયેલો પણ પ્રચંડ ઘંટારવ ગાજી ઊઠતો.

બીજા ઓરડાઓ હજી પણ મહેમાનોથી ખીચોખીચ ભરેલા હતા. અહીંનું વાતાવરણ જીવંત હતું. મધરાત સુધી મહેલમાં આમ જ મોજમસ્તી અને નાચગાન ચાલતાં રહ્યાં. જેવા ઘડિયાળમાં બારના ટકોરા પડવા શરૂ થયા કે ફરીથી અગાઉની જેમ જ સંગીત અટકી ગયું. સાથે-સાથે નૃત્યકારો અને મહેમાનોની ગતિ પણ થંભી ગઈ. વાતાવરણમાં ફરીથી બેચેની પ્રસરી ગઈ. આ વખતે ઘડિયાળમાં બાર ટકોરા પડવાના હોવાથી મોજમસ્તીમાં ડૂબેલા મહેમાનોની બેચેની પણ લાંબી ચાલવાની હતી. એક પછી એક ટકોરા પડતા ગયા. હજુ તો છેલ્લા ટકોરાનો પડઘો પૂરેપૂરો શાંત થાય તે પહેલાં કોઈ અજાણી વ્યક્તિ તરફ મહેમાનોનું ધ્યાન ખેંચાયું. એ અજનબીનો આખો ચહેરો મહોરા વડે ઢંકાયેલો હતો. તરત જ આ નવી વ્યક્તિની હાજરીની વાત મહેલમાં બધે પ્રસરી ગઈ. આ વાતને લઈને લોકોમાં ગણગણાટ શરૂ થઈ ગયો. પહેલાં આશ્ચર્ય, પછી અણગમો અને છેલ્લે લોકોના મનમાં ભય અને ઘૃણા ઊપસી આવ્યાં.

એ તો સમજી શકાય કે અત્યંત ચમકદમકવાળી મિજબાનીમાં કોઈ સામાન્ય વ્યક્તિ આટલી બધી ઉત્તેજના જમાવી શકે, એ શક્ય જ નથી. તો પછી એ કોણ હતું, જેનો દેખાવ એટલો ડરામણો અને હિંસક હતો? તેનો ભયાનક દેખાવ ખુદ પ્રિન્સની ઊંડી સમજથી પણ બહાર હતો. સામાન્ય ડર બેપરવા અને સાહસિકોનાં હૃદય સુધી પહોંચી શકતો નથી. એવાં કેટલાંય

લોકો છે કે જેના માટે જિંદગી અને મોત પણ એક મજાક હોય છે, પણ કેટલીક વાતો એવી હોય છે, જેની અવગણના કે મજાક શક્ય નથી. આ અજનબીનો પહેરવેશ અને તેનું વર્તન ન તો સાધારણ હતું કે ન તો કોઈને પણ આનંદ આપનારું હતું. ત્યાં રહેલા સૌનાં હૃદયમાં ભયની લાગણી પ્રસરી ગઈ. આ અજાણી વ્યક્તિ ઊંચી અને નિસ્તેજ હતી. ફિક્કું પડી ગયેલું તેનું મૃતઃપ્રાય શરીર, માથાથી પગ સુધી કફન જેવી ચાદરથી ઢંકાયેલું હતું. તેનું મહોરું પણ મડદાં જેવું જ હતું. નજીકથી જોનાર પણ તેને મડદું જ માની બેસે. અધૂરામાં પૂરું, તેનો દેખાવ ચેપી પ્લેગના દર્દી જેવો જ હતો. લોહીથી રંગાયેલાં તેના કપડાં અને ફાટી ગયેલી આંખો કમકમાટી ઊપજાવે તેવી હતી.

ધીમી પણ ગંભીર ચાલે સ્તબ્ધ બનીને ઊભેલા મહેમાનો વચ્ચે આમથી તેમ ફરી રહેલી ભૂતિયા વ્યક્તિ ઉપર પ્રિન્સ પ્રોસ્પેરોની નજર પડી. પહેલાં તો ભય અને અણગમાથી તે ધ્રૂજી ઊઠ્યો, પરંતુ તરત જ તેણે સ્વસ્થતા મેળવી. હવે પ્રિન્સની આંખો ગુસ્સાથી લાલ બની ગઈ.

'કોણ છે આ?' ઘાંટો પાડીને પ્રિન્સ આજુબાજુ ઊભેલા દરબારીઓને આદેશ આપતાં બોલ્યો, 'આપણી આવી મજાક કરવાની હિંમત કોની છે? તેને પકડીને તેનું મહોરું ખેંચી નાખો, જેથી આપણને ખબર પડે કે કાલે સવારે કોને ફાંસીના માંચડે લટકાવવાનો છે!'

પ્રિન્સનો હાથ ઊંચો થતાં જ સંગીત બંધ થઈ ગયું. તે ખૂબ ગુસ્સામાં હોવાથી સૌથી પૂર્વમાં આવેલા ભૂરા ખંડમાં હોવા છતાં તેનો અવાજ સાતેય ખંડમાં સ્પષ્ટ ગાજી ઊઠ્યો. પ્રિન્સની આજુબાજુ ઊભેલા દરબારીઓના ચહેરા ફિક્કા પડી ગયા. પેલો અજનબી નજીક જ હતો અને મક્કમતાથી પ્રિન્સ તરફ આગળ વધી રહ્યો હતો.

પ્રિન્સનો આદેશ સાંભળીને પહેલા તો લોકોનું એક ટોળું તેની તરફ ધસી ગયું, પરંતુ કોઈક અજ્ઞાત ભયના લીધે કોઈ પણ તેને પકડવાની હિંમત કરી શક્યું નહીં. લોકો ડરના માર્યા ઓરડાઓની વચ્ચેથી ખસી જઈને ખૂણાઓમાં ભરાઈ જવા લાગ્યા. આ બધાની વચ્ચેથી કોઈ રોકટોક વિના આ અજનબી પસાર થઈ ગયો. પોતાને પકડવાનો કોઈ મક્કમ પ્રયત્ન થાય તે પહેલાં તો તે એકધાર્યો, શાંત પગલાં ભરતો ભૂરામાંથી જાંબલી, જાંબલીમાંથી લીલા અને ત્યાંથી કેસરી, સફેદ અને અંતે વાદળી ઓરડા સુધી પહોંચી ગયો.

પોતાની જ ક્ષણિક કાયરતાથી લજવાયેલો અને અત્યંત ક્રોધે ભરાયેલો

પ્રિન્સ પ્રોસ્પેરો હવે એકલો જ પેલા મડદા જેવા અજનબીને પકડવા દોડ્યો. હાથમાં ધારદાર કટારી સાથે તે ખૂબ જ વ્યગ્રતાથી પેલાની નજીક પહોંચી ગયો. એટલામાં જ વાદળી ઓરડાના છેડે પહોંચતા અજનબી અચાનક જ ઊંધો ફર્યો અને એકદમ પ્રિન્સની સામે આવી ગયો. પ્રિન્સના મોંમાંથી એક તીણી ચીસ નીકળી ગઈ, સાથે ચળકતી કટારી કાળી જાજમ ઉપર પડી ગઈ. પ્રિન્સ પ્રોસ્પેરો ત્યાં જ મૃત બનીને ઢળી પડ્યો. પ્રિન્સને મરેલો જોઈને લોકોનું મોટું ટોળું કાળા ઓરડા તરફ ધસી ગયું. કાળા ઘડિયાળના વિષાદમય પડછાયાની વચ્ચોવચ પેલો અજનબી હજી પણ ત્યાં જ સ્થિર અને ટટ્ટાર ઊભો હતો. હિંસક બનેલું ટોળું તેની ઉપર તૂટી પડ્યું. તેનું કફન અને મડદા જેવું મહોરું ખેંચીને કાઢી નાખ્યું. બધાના આશ્ચર્ય વચ્ચે એ કફન અને માસ્કની પાછળ કોઈ જ ન હતું. તે પોતે જ સાક્ષાત્ રેડ ડૅથ હતું - ભયંકર પ્લેગથી થતું લોહિયાળ લાલ મોત, જે અંધારામાં ચોરની માફક મહેલમાં ઘૂસી આવ્યું હતું.

ત્યાર બાદ પ્રિન્સના દરબારીઓ અને મહેમાનો એક પછી એક ત્યાં જ મરવા લાગ્યા. મહેલની દીવાલો લોહીથી રંગાઈ ગઈ. છેલ્લા માણસના મોતની સાથે જ પેલું જૂનું, ભારેખમ, કાળું ઘડિયાળ પણ બંધ પડી ગયું. પરસાળમાં સગડીઓની આગ પણ બુઝાઈ ગઈ. ચારે તરફ અંધકાર અને લાલ મોતનું આધિપત્ય સ્થપાઈ ગયું.